

तत्सत्परमात्मने नमः

### ભારત હિન્દના હિતેચ્છુઓને માટે

# सत्याग्रहनुं डिंडिम.


લેખક.

यति मुकुन्दाश्रमजी, मु.—खंभात.



પ્રકાશક

ગીરજાશંકર ભગવાનજી જોશી.

પબ્લીશર્સ અને પીકચર મરચન્ટસ.

નં. ૨૧, બઝારગેટ સ્ટ્રીટ, કોટ—મુંબઈ.

પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૫ ઈસવી ૧૯૧૯

મુલ્ય ૦—૨—૦.

## ખરીદો ! ખરીદો !! ખરીદો !!!

| | |
|---|---|
| ચાર સન્યાસીઓ અથવા શિવાજીનો ગુપ્તવાસ... | ૦-૨-૦ |
| સારા તથા નઠારા છોકરા પાકીટ ૧ ના ... | ૦-૩-૦ |
| સુરાબાઇ કરણી ( દારૂથી થતું નુકસાન ) પાકીટ ૧ ના | ૦-૩-૦ |
| અધોગતીનો માર્ગ પાકીટ ૧ ના ... ... | ૦-૩-૦ |
| ચટકચાંદની ( શૃંગારીક ) પાકીટ ૧ ના ... | ૦-૩-૦ |
| મહાત્મા ગાંધીજીનો ફોટો ચાર જાત દરેકના ... | ૦-૧-૦ |
| મહાત્મા ગાંધીજીનો રંગીન ફોટો ... ... | ૦-૨-૦ |
| મીસીસ સરોજની નાઇડુ ... ... ... | ૦-૧-૦ |
| રંગીન ... ... | ૦-૨-૦ |

મળવાનું ઠેકાણું

જોશી બ્રધર્સ.

૨૨૧ બજારગેટ સ્ટ્રીટ.

ભગવાનલાલ ત્રીભુવને છાપ્યું.
ઠેકાણું "સુબોધિની પ્રેસ" ૩૦૫ બઝારગેટ કોટ-મુંબઈ.

ॐ

तत्सत्परमात्मने नमः

# પ્રકાશકના બે બોલ.

જે હીરાની અંદર સ્વતઃ સિદ્ધ પાણી છે તેને પેલું પાડયા પછી વધારે પાણીવાળો બતાવવા જેમ પાણીમાં બોળવાની જરૂર નથી તેમ સત્યાગ્રહના ડિંડિમ રૂપી હીરાને પણ પ્રસ્તાવના રૂપ પાણીમાં બોળવાની જરૂર નથી અમારી માન્યતા પ્રમાણે તો તેમ કરવાથી તેની કિંમત ઉલટી ઘટે. સૂર્યને શોધવાને દીપકની જરૂર છેજ નહિ, તેમ સત્યનો મહિમા સમજાવવાની જરૂર ભારત માતાના સાચાં સંતાનોને છેજ નહી. માટે આ બાબતમાં તો અમે એટલુંજ કહીને વિરમીશું કે હિંદના હીરા પારખુ ખરા ઝવેરીઓ અમૂલ્ય હીરાને માત્ર કાગળની કિંમત આપીને (નહિં કે અંદર લખેલા લેખની) અમારા પ્રથમ સાહસને ઉત્તેજન આપી અમારી અલ્પ દેશ સેવામાં પોતાનો ભાગ પણ મેળવશે.

सुज्ञेषु किं बहुना.

સંવત ૧૯૭૫.
અક્ષય તૃતીયા.
૨૨૧, બજારગેટ કોટ,
મુંબઈ.

લી૦
જોશી બ્રધર્સ.
લોક નાયકો તથા દીવાળીના કાર્ડો અને
કેલેન્ડરો પ્રસિદ્ધ કરનાર.

ૐ

# तत्सत्परमात्मने नमः

# सत्याग्रहनु डिंडिम

## मंगल.

सत्वंहि नित्यविजितात्मगुणः स्वधाम्ना
कालो वशीकृतविसृज्यविसर्गशक्तिः
चक्रे विसृष्टमजयेश्वर षोडशारे
निष्पीडयमानमुपकर्ष विभो प्रपन्नम् ॥

श्रीमद्भागवत स्कंध ७ अ. ९-२१

ભાવાર્થ—હે વિભો ! હે ઇશ્વર ! સ્વશક્તિવડે નિત્ય બુદ્ધિના ગુણોને જીતેલા, માયાના પ્રેરક તથા સાધનોની શક્તિઓને વશ રાખનારા કાલ, એવા તમે—માયાએ આપેલા સોળ આરાવાળા ચક્રમાં પીલાતા શરણાગત મને બહાર કાઢો. ૐ

## उपक्रम.

ભારતમાતાની ભવ્ય પ્રતિમાની મુખમુદ્રા જે ઘણા કાળથી ઉદાસીનતા ધારી રહી હતી તેમાં ચાર વર્ષથી અવનવો ફેરફાર થતો દૃષ્ટિગોચર થતો હતો. ધીમે ધીમે ગ્લાની ખસતાં શૂષ્કતાને સ્થાને ગુલાબી સુરખી આવતી જતી હતી. તરી નીકળેલી નસો અને હાડકાં નવાં લોહી અને માંસથી પૂરાઇ બેડોળને બદલે સૌંદર્યનો આવિર્ભાવ થતો હતો, વાચકો ! આમ થવામાં કરણો

માત્ર એકજ હતું કે, " જાલમ જરમનના જંગમાં નષ્ટ થતાં નાનાં રાજ્યોને બચાવવા, ન્યાય પ્રિય ના૦ બ્રિટિશ સરકારે સત્ય–ન્યાયના સંરક્ષણ માટે તેની સામે તલવાર ખેંચી હતી, તેમાં પોતાનાં તનુજો, રૂધિર અને પૈસાનો પ્રવાહ વહેવરાવવા સામીલ થયાં હતાં. એ જોઇ હિંદ માતાના ઉદાર હૃદયમાં પવિત્ર પ્રેમનો ઉમળકો સમાતો નહોતો. તે આનંદનાં આવેગથીજ સર્વ ફેરફાર થતા હતા, ખરેખર ! આર્યાવર્તનો આનંદ–આત્માનંદ–બ્રહ્માનંદ એ અમોઘ જીવનામૃત છે ! ! તેથીજ હિંદ દેવીના સ્વરૂપમાં તેજની વૃદ્ધિ થઇ હતી. તે દિન પ્રતિદિન અધિક વૃદ્ધિ પામે, એવા પ્રકારનું વર્તન કરવા, આર્યાવર્તના યાવત મનુષ્યોનાં અંતઃકરણમાં અંતર્યામિ સતત અને સવેગ સ્ફુરાવો. અસ્તુ.

જે માણસનાં શરીરમાં પ્રાણ હોય તે કાળે કરી ઉપચારોથી નિરોગી થાય છે તેમ હિંદનું સ્વરૂપ પણ ધર્મથીજ અનાદિ-કાળથી વિકાસતું આવ્યું છે અને આવશે. હિંદમાંતો જન્મથી માંડી મરણ પર્યંત અને ગૃહથી લઇને રાજ્ય પર્યંત અખંડ ધર્મ સાંકળનું બંધન છે. ઘડીઆળમાં ગોઠવાએલાં–બરાબર ગોઠવાએલાં ચક્રોજ કમાનના બળથી યથાર્થ વખત બતાવી શકે છે તેમ હિંદી પ્રજા પણ સ્વવર્ણાશ્રમ ધર્મમાં ગોઠવાઇ અભેદ ભાવના રૂપ કમાનના બળથીજ પોતાની યથાર્થ પ્રગતિ સાધી શકે તેમ છે. એ વાત વર્તમાનકાળમાં ચાલતી ચળવળે પ્રત્યક્ષજ સિદ્ધ કરી આપી છે તો પછી તેને માટે વાદ–વિવાદ, પ્રમાણ કે સાક્ષીની શી જરૂર ? હાથમાં કંકણ ને આરશી શોધવા શા માટે

જાય ? હિંદના પ્રાચીનતમ ધર્મનો એ વૃદ્ધતાને લઇને ખોખરો જણાતો પણ યથાર્થ માર્ગદર્શક, सत्य मेव जयते "સત્યજ જય પામે છે" ધ્વનિજ છે. એમાં હવે બે મત રહ્યાજ નથી.

જે પરમાત્મા નિરાકાર, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, એક, અજર, અને અખંડ છે, છતાં જેણે श्री सनातन धर्मना સંરક્ષણને માટે અનેક પ્રકારના અવતારો લઇ પવિત્ર ભારતભૂમાં રમણ કરી જેને અનેક વખત વધારે ને વધારે પવિત્ર બનાવી છે. તેજ ઇશ્વરનાં શ્રીમુખનાં વચન नराणां च नराधिपम् પુરૂષોમાં રાજા હું છું. અર્થાત્ યાવત્ આર્યો પોતાના રાજાને ઇશ્વર રૂપજ માને છે, તેવોજ આચાર પોતાનાં પવિત્ર બાળકોનો જોઇ ભારત માતાના ચક્ષુઓમાંથી આજ અમીમય દ્દષ્ટિની વૃષ્ટિ થઇ રહી છે. ધન્ય દિવસ આજનો.

બંધુઓ અધીરા ન બનશો જે નગારાનો ઘોષ તમારે શ્રવણ કરવાનો છે તે હવે પાસેને પાસેજ આવતો જાય છે આટલી વાત તો તમારૂં ધૈર્ય જોવા અને મૂળ મુદ્દાપર એકાગ્ર કરવાજ લંબાવી છે.

વિગ્રહના ગૃહમાંથી વિશ્રાન્તિનો વખત આવી લાગતાં ભારતે તો અનેક ભવ્યતાભર્યા આશાના ઉંચા મહેલો બાંધ્યા હતા. પરંતુ તેનેતો શ્રીરામચંદ્રજી જેવો અનુભવ કરવાનો પ્રસંગ આવ્યો. જે વખતે રાજ્યાભિષેક કરવાનો હતો તેજ વખત વનમાં જવાની વિકરાળ વધાઇ મળી છતાં તત્વજ્ઞ રામ હર્ષ શોકથી રંગાયા નહોતા ! ! પણ સર્વને શાન્તિ આપી ચિત્તના સમાધાનપૂર્વક

વનમાં જવાની તૈયારી કરી નીકળ્યા ત્યારે સર્વથી પ્રથમ નમસ્કાર, વનવાસ આપનાર કૈકેયી માતાનેજ કર્યા હતા. તેજ પ્રમાણે ભારતવાસીઓને તેમની અડગ રાજ્યનિષ્ઠાના બદલામાં સ્વરાજ્ય મળવાની એક બાજુ વાતો ચાલે છે, આશા અપાય છે, ત્યાં તો વચ્ચે રાઉલેટબીલો કૂદી પડયાં. અને હર્ષને બદલે શોક કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. પરંતુ જેની નસેનસ અને રૂધિરનું દરેક બિંદુ તત્વજ્ઞાન મય છે, એવા હિંદવાસીઓ આથી જરા પણ ગભરાયા નહિ. **આરંભમાંજ ધારાસભામાં ગણેશ બેઠા.** લોકનિયુકત સભ્યોએ પોતાના બુદ્ધિ બળનો પૂર્ણ ઉપયોગ કરીને આ કાળામુખવાળા રાક્ષસો હિંદમાં ન આવે તેને માટે બનતું કર્યું. પરંતુ આર્યનું મૂળ સૂત્ર સમતા રાગ દ્વેષનો અભાવ તેજ અનાદિ કાળથી આગળ રહેતું આવ્યું છે, તે પ્રમાણે હાલમાં પણ રહ્યું. પ્રાચીન સમયમાં રાક્ષસો તપ કરી દેવોને પ્રસન્ન કરતા અને દેવો જાણતા હતા કે છેવટ આ આપણુનેજ ઉપાધિરૂપ થશે, છતાં રાક્ષસો જે વર માગતા તે આપતા ! ! ! તેજ પ્રમાણે કાળાકાયદારૂપ રાક્ષસે તપશ્ચર્યા કરી સરકારી નોકરો રૂપ દેવોને પ્રસન્ન કર્યા. અને તેનાજ બળથી એ હિંદમાં પ્રકટી હવે પોતાનું બળ વ્યકત કરવા તૈયાર થયા છે. ભારતખંડમાં આ કાંઇ પ્રથમ બનાવ નથી. એવું તો અનેક વખત થઇ ગયું છે. જેથી તેનો રસ્તો પણ હિંદુઓને અજ્ઞાત નથી. જ્યારે જ્યારે અસુરો તપથી બળવાળા થઇ હિંદના પવિત્ર સંતાનોને સતાવતા ત્યારે ત્યારે તેમનાંજ પાપ તેમને એક એવા મુનિપાસે લઇ જતાં

કે જયાંથી તેને શાપ મળતો અને અંતે એ પ્રભાવથી તે નષ્ટ થતાં કારણ, ધર્મપરાયણ મુનિઓ પાસે મુખ્ય બળ સત્યજ હતું. મહાત્મા વસિષ્ઠે સત્યના પ્રભાવથીજ વિશ્વામિત્રપાસે એ ઉદ્દગાર કઢવ્યા હતા કે બ્રાહ્મણોના સત્ય બળની પાસે ક્ષત્રિય બળની કશીં ગણના નથી. અર્થાત્ કાયદા અને શસ્ત્રોનાં બળ કરતાં સત્યનું બળ અનંત ગુણ છે! તેજ પ્રમાણે રાઉલેટ બીલ (કાળાકાયદા) રૂપ રાક્ષસો, હિંદના સુપ્રસિદ્ધ નરરત્ન, સત્યાગ્રહની પરમ ઉપાસનાથીજ સર્વત્ર પ્રસિદ્ધ થએલા સ્વદેશાભિમાની મહાશય ગાંધીજીની પાસે જઇ ચડયા. પોતાનું શરીર રૂગ્ણ છતાં, સ્વર્ગથી પણ શ્રેષ્ઠ એવી પોતાની માતૃભૂમિ હિંદને માટે તે વીર પુરૂષે સત્યાગ્રહના શાપથીજ તેને નષ્ટ કરવાની પોતાની અમોઘ વાણી બહાર કાઢી. કોઇ જંગલમાં અવાજ કરતાં દિશાઓમાંથી જેમ પડઘા સંભળાય છે, તેમ આ શરીરથી દુર્બળ પણ મનના મજબુત પુરૂષની વાણી નીકળતાં હિંદની સર્વ દિશામાંથી એક સરખો અવાજ સંભળાયો. આ પ્રતિધ્વની શહેર, ગામ, ગામડાં, પરાં અરે આબાલવૃદ્ધ તમામ લોકો (ત્યાગી, રાગી, પંડિત, મૂર્ખ) નાં હિંદુ મુસલમાન (એમ નહિ પણ) મુસલમાન હિન્દુ સર્વના હૃદયમાંથી પણ ગાજી ઉઠયો!! ધન્ય છે તમને પવીત્ર ભારત માતાના પનોતા પુત્રો! પણ હવે પ્રીતમદાસના થોડા ફેરફારવાળા પદને સદા યાદ રાખી ચાલજો.

સત્યનો મારગ છે શૂરાનો કાયરનું નહિ કામજોને
પરથમ પહેલું મુસ્તક મૂકી વળતી લેવું નામજોને

    

મરણ આગમે તે ભરે મૂઠી દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઉભા જુવે તમાસો તે કોડી નવ પામે જોને.
સત્ય પંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને,
માંહી પડયા તે મહા સુખ માણે દેખનારા દાઝે જોને.
સત્ય અમલમાં રાતા માતા સર્જન સર્વે પારખે જોને,
સત્યાગ્રહની સાચી લીલા રજની દિવસ નિરખે જોને.

બંધુઓ જાણો છો ! આવ્યા તો ખરા પણ પંથ પરમ પ્રાચીન છે. એટલો પૂરાણો છે કે તેનાપર ચાલી ગએલા મુસાફરોનાં પગલાં પણ જણાતાં નથી. ત્યારે ગભરાશો નહિં. શ્રીયુત ગાંધીજી તે માર્ગે થોડે દૂર જઇ પાછા આવ્યા છે. તે કરતાં પણ એ માર્ગને છેક સામેપાર ગએલા ભારતનાં નરરત્નોનો પાર નથી. તેમાંથી અત્રે તો માત્ર પ્રહલાદનુંજ દ્રષ્ટાંત આપી આ ડિંડિમ નાદને બંધ કરીશું.

મુસાફરી અગર યાત્રા કરનાર જે દેશમાં જવું છે તે દેશનાં વર્ણનનું-હકીકતનું પુસ્તક પોતાની સાથે રાખે તો તેને ઘણી મદદ મળે છે. તેમ આ ડિંડિમ પણ સત્યાગ્રહના કાર્યમાં પરમ ઉપકાર થઇ પડશે. માટે આપણા દેશના હિતની ખાતર આ પુસ્તકોનો અભ્યાસ કરી માહિતી મેળવી કાર્યમાં આગળ વધવું.

ભક્તરાજ પ્રહલાદ રાક્ષસ કુળમાં જન્મ્યો છતાં તેનું સત્યાગ્રહમાં વલણ કેમ થયું તે માટે તેના જન્મ પહેલાનો થોડો કાળ જોઇ લઇએ. પોતાના ભાઇને મારનાર વિષ્ણુપરનું વેર લેવાના ઇરાદાથી હિરણ્યકશિપુ તપ કરવા ગયો. તે વખત દેવતાઓ તેના દેશપર ચડી આવ્યા તે વખત દેશનો કોઇ રક્ષક ન હોવાથી ઇંદ્રે હિરણ્યકશિપુની સ્ત્રીને પકડી લીધી અને પછીથી ગર્ભ જન્મ્યાબાદ તે રાક્ષસના પુત્રને મારી નાખવો ધારી પોતાની સાથે તેને લઇ જતો હતો. રસ્તામાં નારદજી મળ્યા, તેમણે તેને સમજાવી કયાધુનાને પોતાની સાથે રાખી તેને શાન્તિ માટે તત્ત્વજ્ઞાન સમજાવ્યું. આ સંસ્કાર પ્રહલાદને પણ પડયા અને જન્મ્યા પછી તે પ્રભાવ સ્પષ્ટ જણાયો. બંધુઓ યાદ રાખશો કે પ્રહલાદમાં સત્યાગ્રહનું બીજ વાવનાર પણ સત્સંગજ છે. પ્રહલાદની જેટલી વર્તણુંક છે. તેટલી તમામ સત્યાગ્રહીઓએ ધારણ કરવાની છે. તોજ કાર્યમાં વિજય છે.

## પ્રહલાદે સત્યાગ્રહ કેમ આરંભ્યો

શુક્રાચાર્યના શંડ અને અમર્ક નામના બે પુત્રો હિરણ્યકશિપુના ઘરની પાસેજ રહેતા હતા. તેમને ત્યાં રાજાએ પોતાના પુત્રને પણ વિદ્યા અભ્યાસ કરવા સારૂ મૂકયો. પ્રહલાદ ત્યાં ભણવા ગયો. ગુરૂ તેને દંડનીતિ વગેરે ભણાવતા હતા. પરંતુ એ વાત પ્રહલાદને ગમતી ન હતી, કેમકે એ વિષયથી આ મારા અને આ બીજા પારકા એવો ખોટો આગ્રહ બંધાય છે. એક

દિવસ હિરણ્યકશિપુએ પોતાના પુત્રને ખોળામાં બેસાડી પૂછ્યું હે પુત્ર, તારા મનને જે સારૂં લાગતું હોય તે મને કહે.

સત્યાગ્રહીનો એ ધર્મ છે કે જ્યારે પૃછવામાં આવે ત્યારે પોતાના મનને જે સત્ય લાગતું હોય તેજ કહેવું. માં ડર અગર ખુશામતના અંશને આવવા દેવો નહિ. અગર પોતાના અભિમાન કે ઉતાવળને પણ આગળ પડવા દેવાં નહિ.

એ નિયમને સમજનાર પ્રહલાદે જવાબ આપ્યો કે હે દૈત્યોમાં ઉત્તમ ! હું અને મારૂં એવા ખોટા આગ્રહથી ઉદ્વેગ પામતા જીવાત્માઓને માટે એજ સારૂં માનું છું કે જેથી પોતાને નરકમાં પડે છે એવા અંધકુપ રૂપ ઘરનો (અભિમાન-દેવાભિમાનનો) ત્યાગ કરી ભગવાન-સત્યનોજ આશ્રય કરવો.

શત્રુના પક્ષની વાણી સાંભળી અસુર હસ્યો અને બોલ્યો. છોકરાંઓની બુદ્ધિ પરાયા વિચારોથી ફરી જાય છે. માટે ગુરૂઓને ભલામણ કરી કે બીજાઓ વેષ બદલો કરી આને ભમાવી ન જાય એટલો બંદોબસ્ત રાખી ભણાવો. રાજાની આજ્ઞાના પ્રમાણે પોતાના સ્થાનમાં લાવ્યા. પછી પ્રહલાદને પૂછ્યું તારી બુદ્ધિમાં આવો ફેરફાર કોણે કર્યો ?

પ્રહલાદ—હે બ્રાહ્મણો ! જેના માર્ગમાં ભુલા પડે છે. જેનું વર્ણન આપવું કઠિણ છે. તે પરમાત્માના નિકટપણાથી, જેમ ચુંબક પાસે હોવાથી સોય ફરે, તેમ મારી બુદ્ધિ ફરે છે. આટલું બોલી પ્રહલાદ ચુપ રહ્યો. તુર્ત ગુરૂજી કોપાવિષ્ટ

થયા અને બોલ્યા અરે છડી–સોટી–લાવો આ છોકરોજ આપણી અપકીર્તિ કરાવનારો છે. આતો મહા કંટક છે. એમ ડરાવી પુનઃ પ્રહલાદને ધર્મ, અર્થ ને કામના ગ્રંથો ભણાવા માંડયા પછી તેને બરાબર સમજેલો જાણી તેના પિતા પાસે લઇ ગયા. પિતાએ પ્રેમથી તેને પોતાના ખોળામાં બેસાડયો, હાથથી આલિંગન કરી માથું સુંધી હિરણ્યકશિપુએ કહ્યું હે પ્રહલાદ. આટલા કાળમાં તું ગુરૂ પાસેથી જે શીખ્યો હોય, જે વિષયનો સારો અભ્યાસ થયો હોય તે મને બોલી બતાવ.

સત્યાગ્રહીપર પ્રથમ કોઈ જાતનો દાબ થયો હોય છતાં પુનઃ પૃચ્છા કરવામાં આવે તો મનમાં ભયને અવકાશ ન આપતાં પોતે જે નિશ્ચય કર્યો હોય તેમાંથી જરા પણ ખસવું નહિં તેજ પ્રહલાદ અત્રે કર્તવ્યથી પ્રબોધે છે. વાણીથી નહિ.

પિતાજી ! વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, વિગેરે ભકિત તે પણ ભગવાનને અર્પણ કરેલી હોય એવું ભણતર મને શ્રેષ્ઠ લાગે છે. ગુરૂ પાસેથી હું જે શીખ્યો છું તેમાં તો એવું સારૂં કાંઇ નથી. આ વાત સાંભળતાંજ હિરણ્યકશિપુનો કોપ થયો. સત્યાગ્રહીના ચિત્તની અને ધૈર્યની અત્રેજ કસોટી છે. પિતાએ ગમે તેટલું ઉગ્ર સ્વરૂપ બતાવ્યું છતાં પ્રહલાદ કેવળ શાન્ત. રહ્યો તેણે તો પોતાના મનમાં એજ નિશ્ચય અરે સત્યાગ્રહ કરી નાખ્યો કે આપણે સત્યવાતપર કાયમ રહી, પિતા જે કષ્ટ આપે તે મૂગે મોઢે સહન કરવું. પણ

નિશ્ચય ફેરવવો નહિ તેમ કોઈ જાતનું તોફાન કરવું નહિ સત્યાગ્રહીઓએ પણ આ મુદ્દો ખાસ લક્ષમાં રાખવાનો છે.

## સત્યાગ્રહની કસોટી

વ્યવહારમાં વસતા આપણુ સર્વને અનુભવ છે કે રૂપીઓ લઇએ છીએ તેને પણ ખખડાવીને તપાસ કરી લઇએ છીએ તેજ પ્રમાણે સત્યાગ્રહમાં આપણી કસોટી થવાનો જરૂર પ્રસંગ આવે તેજ વખત ખરી ખુબી જોવાની હોય છે. મહાશય ગાંધીજીની આગેવાની નીચે આપણે સત્યાગ્રહના પંથે ચડયા છીએ તેમાં ના નથી, પણ તે માર્ગ કાંટાથી પૂર્ણ છે. જેના પગમાં દેશ દાઝ, અગર હિંદનું ઉંડું અભિમાન વા દેશ પ્રત્યેનું ખરૂં કર્ત્તવ્ય એ રૂપ દઢ તળાનાં પગરખાં હશે, તેજ અંત સુધી આવી શકશે. દેખાદેખીના અગર કીર્તિ લોભના કાચાતળાનાં પગરખાં એકાદ બે પગલાં મુકતાં ફાટી જશે અને ભયોભય વિઘ્નના કાંટા ભોકાતાં પાછા ભાગવાનો પ્રસંગ આવશે. તે છતાં વીર સત્યાગ્રહની રણભૂમિમાં કેશરિયાં કરનાર પાછા નહિ ફરે તેજ તેનો વિજય છે.

પ્રહલાદના પિતાએ વિચાર્યું કે આ કંટક રહેશે તો મહા ઉપાધિ થશે માટે ગમે તેમ તેનું કાશળ કાઢવું. એ વિચાર પર રૂઢ થઇ છેવટે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે આપણા પુત્ર પ્રહ-લાદને તું વિષ આપીને મારી નાખ. કારણ, નહિ તો એમાંથી મારૂં મૃત્યુ આવશે અને તને પણ દુ:ખ થશે. આથી પતિ

આજ્ઞા પરાયણ સતી તે પ્રમાણે કરવાને તૈયાર થઇ. જુઓ ચિત્ર પહેલું.

ધન્ય છે. ભારત રમણીય તારા પતિવ્રતને ધન્ય છે હા! હિંદના મુનિઓ તમારી આગાધ મતીને હજારો વાર સહૃદય પ્રણામ. પશુવૃત્તિ પોષક લવનો લવારો કરી હકની જકમાં પડેલાઓને હિંદના ગૌરવનું ભાન કયાંથી હોય? નાજ હોય. એક આર્યમાતા પતિની આજ્ઞાનું પાલન કરવા દાંત પીશી, આંખો બંધ કરી, હૃદયવજ્રનું બનાવી પોતે જેને નવમાસ સુધી ઉદરમાં રાખ્યો છે, અનેક કષ્ટો વેઠી પાળી પોશી મોટો કર્યો છે તેજ પુત્રને પતિપ્રેમની વેદિ ઉપર માતૃવાત્સલ્ય પ્રેમની આહુતી આપી વિષ આપવા તૈયાર થઇ છે! હા હિંદ માતા તારા પવિત્ર અંકમાં પુનઃ આવા રમણીય રત્નો કયારે રમતાં જોઇ અમારી આંખોને પવિત્ર કરવા ભાગ્યશાળી થઇશું.

જાગો! જાગો!! આર્ય માતાઓ જાગો!!! અને તમારી કુખમાં પાકેલા ઉમદા નરરત્નોને, દેશની જતી આબરૂ બચાવવા સત્યઅંકુમાં જોડાવા જરા ઉમંગથી આજ્ઞા આપો.

ધન્ય છે સત્યાગ્રહની સાક્ષાત પ્રતિમા! સત્યવાતની ખાતર કશી પણ આનાકાની કર્યા વગર અને મરણના લેશ પણ ભય વિના સત્યપ્રતિજ્ઞા પાળવા પ્રેમથી પ્રહલ્લાદ વિષપાન કરી ગયો. વાહ સત્યસ્વરૂપ વાહ, તારો મહિમા પણ અજબ, એ સત્યના પ્રભાવથી વિષ તેના શરીરમાં પચી ગયું. તેની કોઇ પણ જાતની

અસર તેના અંગપર થઇજ નહિ. સત્યાગ્રહી બંધુઓ તમે મન, વચન અને કર્મથી સત્યપર અચળ શ્રદ્ધા રાખશો તો તમે તેવા સંકટના વાદળો તમારા શીરપર ઝઝુમતા હશે છતાં એને વિખરાતાં વાર નહિજ લાગે એ નક્કી છે.

પ્રતિજ્ઞા કરવી સહેલી છે. પણ કર્યા પછી તેને નિભાવી રાખવી એજ કઠિણ છે. અન્ય પ્રતિજ્ઞાઓ કરતાં સત્યાગ્રહની પ્રતિજ્ઞા વિલક્ષણ છે. તેમાં મહાશય ગાંધીજીપર કેવા પ્રસંગો આવી ગયા છે તેથી હિન્દવાસીઓ અજ્ઞાત નથી. માટે વિચાર કરીનેજ પગલું ભરવું અને પછી પિંડ પાતનો પ્રસંગ આવે તો પણ ન હઠવું તે નજ હઠવું.

પ્રહલાદને વિષની અસર થઇ નહિ. ત્યારે હિરણ્યકશિપુએ વિચાર કર્યો કે, ગમે તે પ્રકારે પણ આ સાલ કાઢી નાખવું. પરંતુ એને એ ખબર નહોતી કે જેણે સત્યનું અભેદ્ય બખતર પહેરેલું છે તેને સંસારનો કોઇ પદાર્થ અસર કરવાને શક્તિમાન નથીજ. તોપણ હિરણ્યકશિપુ તેમ કરતાં વિરમ્યો નહિ. તેણે તો તેને અગ્નિમાં બાળી દેવાનો પ્રબંધ કર્યો. એ અગ્નિએ તેને સત્યના પ્રભાવથી કશી ઇજા કરી નહિ અને રાક્ષસની ધારણા પાર પડી નહિ.

સત્યાગ્રહની કસોટીમાં કદિ પ્રાણ પણ જવાનો પ્રસંગ આવે તો પણ પાછા પગ ભરવા નહિ અને કોઇએ કંઇ પણ તોફાન કરવું નહિ, તોજ સત્યનું ખરૂં સ્વરૂપ પ્રકાશમાં આવે છે.

હિરણ્યકશિપુની બુદ્ધિ જે રીતે પહોંચી તે પ્રમાણે તેણે પ્રહ્લાદનો નાશ કરવાના ઉપાયો યોજ્યા. પર્વત ઉપરથી પછાડ્યો નાગો કરડાવ્યા છતાં તે તો પોતાની વાતમાંજ અડગ રહ્યો. અંતમાં હિરણ્યકશિપુ પૂર્ણ ક્રોધે ભરાયો. છેવટ પ્રહલાદને પોતાના સન્મુખ બોલાવ્યો એટલે નમ્રતાથી હાથ જોડી પ્રહલાદ આગળ આવ્યો. આનુ નામ સત્યાગ્રહ ! કેટલું ધૈર્ય, કેવી નિર્મળતા, કેટલો સરલ, કેવો શાન્ત, કેટલો નમ્ર, છતાં નિડર અને અભય પ્રહ્લાદને જોઇ દૈત્યરાજ ફુંફાડા મારવા લાગ્યો. તેનાપર બહુજ ધિક્કાર અને તિરસ્કાર વરસાવ્યો અંતે બોલ્યો. અરે દુષ્ટ ઉદ્ધત છોકરા ! હવે તારૂં જરૂર આવી બન્યું. હમણાંજ મારી તિક્ષણ તરવારથી તારૂં મસ્તક ધડથી જુદું કરી નાખું છું અને જોઉં છું કે તું જેને હરિ હરિ (સત્ય) કહે છે તે તારૂં કેવું રક્ષણ કરે છે.

હાથ પકડી આંચકો મારી કહેવા લાગ્યો, ને એક હાથમાં પકડેલી તલવાર બતાવી બોલ્યો. બોલ ! મારા સિવાય બીજો જગદીશ્વર કોણ છે ? અરે ક્યાં છે ? પ્રહલાદે નમ્રતાથી જવાબ આપ્યો. પિતાજી તે ભગવાન્ (સત્ય) સર્વત્ર છે. ત્યારે પૂછ્યું, શું આ નક્કર લોઢાના સ્તંભમાં પણ છે ? સત્ય નિષ્ઠાવાન્ પ્રહલાદે તેનો જવાબ હકારમાંજ આપ્યો. એટલે સ્થંભને મૂઠી મારી તેજ વખત તેમાંથી સત્ય સ્વરૂપ નૃસિંહ ભગવાન્ પ્રકટ થયા. પછીનું પરિણામ સર્વને જાણવામાં છે.

બંધુઓ આપણે આરંભેલું સત્યાગ્રહનું કાર્ય આવી ઉગ્ર હદપર પહોંચે તેવું નથી. છતાં કદિ સત્યને માટે ગમે તેવો

ભોગ આપવાનો પ્રસંગ આવે, છતાં પાછા તો નજ પડવું. સત્યા-ગ્રહના ઉપાસકોને ખાસ ભલામણ છે કે, જ્યાં સુધી આ લડત ચાલે ત્યાં સુધી આ ડિંડિમને નિત્ય પ્રાતઃકાળમાં એક વખત જરૂર પોતાના હૃદયમાં વગાડવું જોઇએ. જેથી સત્યનું ખરૂં ઝનુન જળવાઇ રહે અને એ જુસ્સો કોઇ પણ પ્રકારના તોફા-નના કે અભિમાનના સ્વરૂપમાં ફેરવાઇ ન જતાં આપણા માર્ગ-માંજ આગળ વધારી અંતમાં વિજય અપાવે.

## ઉપસંહાર.

આપણા પ્રાચીન આર્યો અસ્ત્રશસ્ત્રથી લડતા છતાં રાત્રીએ એક બીજાની ખબર જોવા, પાટા બાંધવા અને મદદ કરવા જતા અર્થાત્ લડતા છતાં મનમાં રાગદ્વેષ રાખતા નહોતા, પણ જ્યારે લડવા ઉતરતા ત્યારે કદિ પિતા પુત્ર સામ સામા હોય તો તે સંબંધ પણ તે પળે ભૂલી જતા એજ આર્ય હૃદયની મહત્તા, ઉદારતા ને વિશાળતા છે. તેવો પ્રકાર તો આપણે નથી અર્થાત્ અસ્ત્ર શસ્ત્રની લઢાઇ નથી, પણ સત્યની લડાઇ છે. છતાં યાદ રાખવાનું છે, અરે હૃદય પટપર કોતરી રાખવાનું છે કે, "રાગદ્વેષવાળું હૃદય કલુષિત પાપી ગણાય છે અને અપવિત્ર અંતઃકરણમાં સત્યનો-પરમા-ત્માનો આવિર્ભાવ થતો નથી." માટે ખરેખરા સત્યાગ્રહી બનવું હોય તો મનમાં રાગદ્વેષને અવકાશ આવવા ન દેશો. તોજ કાળાકાયદાને દૂર કરાવવાનો યથાર્થ માર્ગ તમારી દ્રષ્ટિ પાસે ખુલ્લો રહેશે, માટે કોઇના ઉપર રાગદ્વેષ ન કરતાં ભારત

ભૂષણ ભીષ્મમહર્ષિની પેઠે ભીષ્મપ્રતિજ્ઞાનું પાલન કરતી વખત મહર્ષિ ભિષ્મના શબ્દો પણ યાદ રાખજો. ખરા સંકટ વખતે ભિષ્મ પોતાની માતાને જવાબ આપે છે, માજી! પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે અગ્નિ શીતળ થઇ જાય, સિંહ ઘાસ ખાવા લાગે, નદીઓના પ્રવાહ ઉલટા વહે, સમુદ્ર મર્યાદા મૂકી દે, આ સર્વ ન બનવા જેવા બાબતો કદી બની જાય તો પણ ભિષ્મ પોતાની પ્રતિજ્ઞા નહિ છોડે તે નહિજ છોડે.

આ તો રાજ્યપર સંકટ આવી પડ્યું છે, પણ કદિ મારાં પ્રાણ જવાનો સમય આવી પહોંચ્યો હોય, સર્વ અસ્તવ્યસ્ત થઇ જતું હોય, તો પણ મારી પ્રતિજ્ઞા છે તે છે. હાથીના દાંત, અને શુદ્ધ વીર્યથી ઉત્પન્ન થએલા પુરૂષનું વચન એકજ વખત નીકળે છે ને તે મર્યા પછી પણ પાછાં પેસતાં નથી. એજ પ્રમાણે સત્યાગ્રહી બંધુઓ આપણે સર્વ લીધેલી પ્રતિજ્ઞા પાળી જેમાં ઇશ્વરના અવતારો થાય છે એવી હીરારૂપ હિંદભૂમિપર લાગેલું કાળા કાયદાનું કલંક ધોઇ નાખી આ કાર્યથી વિરામ લઇશું. સત્યરૂપ પરમાત્મા એવી શક્તિ આપણને આપો એજ અભ્યર્થનામાં આ વિષયનો અંત આવે છે ૐ શાન્તિ.

---

વાંચો. અને જુઓ !!!

## હિન્દના મહા પુરૂષોના ફોટાઓ

હિન્દના ઉદયમાંજ પોતાનો ઉદય અને સાર્થક માનતા મહાન સ્વાર્થત્યાગી દેશભકતોનાં ફોટાઓના પોસ્ટકાર્ડની સીરીઝ અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. દેશની જાગૃતિના આ સમયમાં સ્વદેશ-ભાવનાને ઉત્તેજીત કરવા દેશના મહાત્માઓની મૂર્તિઓ નજર આગળ રાખવા સર્વે સ્વદેશ પ્રેમીની પવિત્ર ફરજ છે.

અમારા કાર્ડો હિંદમાં દરેક ખુણામાં પહોંચી વળ્યા છે. વર્તમાનપત્રોએ પણ તેની ઉત્તમતા ને સસ્તાપણા માટે મૂક્ત કંઠે પ્રસંશા કરેલ છે. અત્યાર સુધી ૮૦ જાતના કાર્ડો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. તેમાં હજીપણ વૃદ્ધિ કરવા અભિલાષા છે.

સાધારણ સ્થિતિના બંધુઓ પણ તેનો લાભ લઇ શકે તેટલા માટે દરેક કાર્ડની કીંમત અર્ધો આનો રાખેલ છે. જથ્થાબંધ લેનારને કમીશન આપશું.

આ ઉપરાંત કેલેન્ડર તથા દિવાલી અને ક્રીસ્ટમસના કાર્ડો અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. દેવદેવીઓના સુંદર કાર્ડો તથા અન્ય બોધક કાર્ડોના પાકીટો પણ તૈયાર છે. બ્લોક તેમજ છાપવાનું ગમે તે પ્રકારનું કામ સસ્તા ભાવથી ઉત્તમ રીતે કરી આપીએ છીએ. એકજ વખત ખાત્રી કરવાની ભલામણ કરીએ છીએ.

જોશી બ્રધર્સ.

પબ્લીશર્સ અને પીકચર મરચન્ટસ.

૨૨૧, બઝારગેટ સ્ટ્રીટ, કોટ મુંબઇ.

ॐ

तत्सत्परमात्मने नमः

"સત્યાગ્રહીઓને સંબોધન"

(ક્ષત્રિય કલંક)

અરવે સોંપીદ્યા તન, મન ધન,
ભારતભુના ધીરા વીરારે—ટેક

સત્યંબ્રૂહિ એ વેદ વચન—ભારત.
રક્ષો ગાંધીના હૈયાની હામ—ભારત.
ઉદ્ધતાઇ તજીને તમામ—ભારત.
વિનય કરે છે વેરીને વશ—ભારત.
કાળા કાયદાની તુટી જશે નસ—ભારત.
ફરી આવશે ન આવો કદિ લાગ—ભારત.
આપણે તંતુને કાયદો માતંગ—ભારત.
સંપી જાણીશું તો જામશે રંગ—ભારત.
રામ, હરિશ્ચંદ્ર, ધર્મ ને પ્રલ્હાદ—ભારત.
આપણે તો છીએ એમની ઓલાદ—ભારત.
કોટી યજ્ઞોથી સત્ય અધિક—ભારત.
એને મરવાની નથી હોતી બીક—ભારત.
આત્મરૂપે એક હિન્દુ મુસલમાન—ભારત.
નહિ નડે, ભલે જુદાં ખાનપાન—ભારત.
જાગો પૂરણ પ્રસર્યો પ્રકાશ—ભારત
ઉંઘ આળસનો કરવો છે નાશ—ભારત.
સદા સ્હાયક સમજો મુકુન્દ—ભારત.
નિત્ય નીરખો પ્રણવ નિર્દ્વન્દ્વ—ભારત.